# પુનરાવર્તન - 4

## 1. નીચેની કાવ્યપંક્તિઓ પૂર્ણ કરો :

મોરપીંછમાં .............

............. સવાર છે જી.

રાતી .............

............. સવાર છે જી.

વાદળ .............

સોના જેવી સવાર છે જી

## 2. નીચેના પ્રશ્નોના ઉત્તરો લખો :

1. દરબારે સિંહની સારવાર કેવી રીતે કરી ?
2. જીવરામ રંગલાને કઈ શરત રાખવાનું કહે છે ?
3. ‘‘પનઘટ પરનાં બેડાં સૂર્યપ્રકાશથી ચળકી ઊઠ્યાં છે.’’- આ ભાવ દર્શાવવા કાવ્યમાં કવિએ કઈ પંક્તિ વાપરી છે ?
4. ધનપાલ શેઠે મોટી વહુને ઘરની સાફસૂફીનું કામ કેમ સોંપ્યું ?
5. સાચા શૂરવીરનાં લક્ષણો જણાવો.

## 3. નીચેનાં વિધાનોનાં કારણો આપો :

1. સિંહ નદીના કાંઠે બે-ત્રણ દિવસ સુધી બેસી રહ્યો.
2. સોમનાથે આપેલો કાગળ જીવરામ ભટ્ટ વાંચવાની ના પાડે છે.
3. ગંગા જીવરામ ભટ્ટને જુઠ્ઠા કહે છે.
4. ધનપાલ શેઠે દીકરાઓની વહુઓની પરીક્ષા લીધી.
5. બીજા છોકરાની વહુ દાણા ફોલી કણ ખાઈ ગઈ.

## 4. નીચેના શબ્દોની સાચી જોડણી લખો :

| | | | | |
|---|---|---|---|---|
| 1. યુક્તી | 2. વેકુર | 3. શીરસ્તો | 4. પરિક્ષા | 5. હોશીયારિ |
| 6. મંજીલ | 7. દાનેશ્વરિ | 8. બુધ્ધી | 9. મિથ્યાભીમાન | 10. ઘુનો |

## 5. નીચે આપેલાં પાત્રો વિશે દસ-બાર વાક્યો લખો :

1. દરબાર માત્રા વાળા
2. શેઠ ધનપાલ
3. જીવરામ ભટ્ટ

## 6. સૂચવ્યા મુજબ કરો :

- પાઠ 10થી 20માં આવતા રૂઢિપ્રયોગો અને કહેવતોની યાદી તૈયાર કરો.
- તમે લખેલા રૂઢિપ્રયોગોના અર્થ આપી વાક્યપ્રયોગ કરો.
- તમે લખેલી કહેવતો સમજાવો.
- તમારા લખાણની સંગ્રહપોથી બનાવો.

## 7. નીચેનાં વાક્યો કોણ બોલે છે અને કોને કહે છે, તે લખો :

1. જીવરામ ભટ્ટ તમે અમને દેખો છો ?
2. હા લાવો, શા વાસ્તે નહિ વાંચીએ ?
3. જોજો ભાઈઓ, સુરદાસજી કાગળ વાંચે છે ?
4. આ કેટલાં આંગળાં છે ? કહો જોઈએ.
5. તારા જેવા ઠગ અમને જૂઠા કહે તેથી શું ?

## 8. નીચેનાં વાક્યોમાંથી ક્રિયાપદો શોધી, તેના પ્રકાર લખો :

1. વરસાદ વરસ્યો.
2. ચૂલો સળગ્યો.
3. મયંકે ગોળ ખાધો.

4. યજમાન મહેમાનને જમાડે છે.

5. આચાર્યશ્રીએ મહેમાનને આમંત્રણ પાઠવ્યું.

**9. વહેલી સવારે ઊઠીને ફરવા ગયા હોય, ત્યારે તમને થયેલા અનુભવોનું પાંચ-સાત વાક્યોમાં લેખન કરો.**

**10. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો આપો :**

| | | | |
|---|---|---|---|
| દૃશ્ય | ________ | જાણીતું | ________ |
| સંકડાશ | ________ | સમજ | ________ |
| વિદાય | ________ | યજમાન | ________ |

**11. ગુરુવિરામ (:) અને અલ્પવિરામ (,)નો ઉપયોગ થયો હોય તેવાં પાંચ-પાંચ વાક્યો પાઠ નં. 16 થી 20માંથી શોધીને લખો.**